  

# अथ श्री सिद्धगिरि स्तुति.



દોહા ૧૦૮ તથા
સિદ્ધગિરિના ચૈત્યવંદન તથા સ્તવન



જૈન ભાઇઓને કારતિક તથા ચૈત્રી પુર્ણમાહિક
દિવસોમાં તથા શ્રી શેત્રુંજય જતી
વખતે અવશ્ય પાસે
રાખવા યોગ્ય.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

શા૦ શોભાગચંદ નગીનચંદ ઝવેરી.

સુરત.



સુરત દેશિ મિત્ર પ્રેસમાં મગનલાલ કીકાભાઇએ છાપી.



સંવત ૧૯૬૭ શને ૧૯૧૦



કીમત અમુલ્ય.

श्री गौतमाय नमः

# અથ શ્રીસિદ્ધગિરિસ્તુતિપ્રારંભઃ

## દોહા—૧૦૮

શ્રી આદીશ્વર અજર અમર, અવ્યાબાધ અહનીશ;
પરમાતમ પરમેસરૂ, પ્રણમુ પરમ મુનીશ ૧
જય જય જગપતિ જ્ઞાનભાન, ભાસિત લોકાલોક;
શુદ્ધસ્વરૂપ સમાધિમય, નમિત સુરાસુર થોક- ૨
શ્રીસિદ્ધાચલ મંડણો, નાભિનરેસર નંદ;
મિથ્યામતિ મત ભંજણો, ભવિકુમુદાકર ચંદ ૩
પૂર્વ નવાણું જસ શિરેં, સમવસર્યા જગનાથ;
તે સિદ્ધાચલ પ્રણમિયેં, ભકતેં જોડી હાથ. ૪
અનંત જીવ ઇણ ગિરિવરેં, પામ્યા ભવનો પાર;
તે સિદ્ધાચલ પ્રણમિયેં, લહિયેં મંગલ માલ. ૫
જસ શિર મુકુટ મનોહરૂ, મરૂદેવીનો નંદ;
તે સિદ્ધાચલ પ્રણમિયેં, રૂદ્ધિ સદા સુખવૃંદા. ૬
મહિમા જેહની દાખવા, સુરગુરૂ પણ મતિમંદ,
તે તીરથેશ્વર પ્રણમીયેં, પ્રગટે સહજાનંદ. ૭
સત્તાધર્મ સમારવા, કારણ જેહ પડુર;
તે તીરથેશ્વર પ્રણમીયેં, નાસે અઘ સવિ દુર. ૮
કર્મકાટ સવિ ટાલવા, જેહનુ ધ્યાન હુતાશ;
ને તીરથેશ્વર પ્રણમીયેં, પામીજે સુખવાસ. ૯

પરમાનંદ દશા લહે, જસ ધ્યાન મુનિરાય;
તે તીરથેશ્વર પ્રણુમીયેં, પાતક દુર પલાય. ૧૦
શ્રદ્ધાભાસન રમણુતા, રત્નત્રયીનું હેતુ;
તે તીરથેશ્વર પ્રણુમીયેં, ભવ મકરાકર સેતુ. ૧૧
મહાપાપી પણ નિસ્તર્યા, જેહનું ધ્યાન સુહાય;
તે તીરથેશ્વર પ્રણુમીયેં, સુર નર જસ ગુણ ગાય. ૧૨
પુંડરિક ગણુધર પ્રમુખ, સીધા સાધુ અનેક;
તે તીરથેશ્વર પ્રણુમીયેં, આણી હૃદય વિવેક. ૧૩
ચંદ્રશેખર સ્વસાપતિ, જેહને સંગે સિદ્ધ;
તે તીરથેશ્વર પ્રણુમીયેં, પામીજેં નિજ રૂદ્ધિ. ૧૪
જલચર ખેચર તિરિય સવે, પામ્યા આતમ ભાવ;
તે તીરથેશ્વર પ્રણુમીયેં, ભવજલ તારણ નાવ. ૧૫
સંઘયાત્રા જેણેં કરી, કીધા જેણેં ઉદ્ધાર;
તે તીરથેશ્વર પ્રણુમીયેં, છેદીજેં ગતિ ચાર. ૧૬
પુષ્ટિશુદ્ધ સંવેગ રસ, જેહને ધ્યાનેં થાય;
તે તીરથેશ્વર પ્રણુમીયેં, મિથ્યામતિ સવ જાય. ૧૭
સુરતરૂ સુરમણિ સુરગવિ, સુરઘટ શમ જસ ધ્યાવ;
તે તીરથેશ્વર પ્રણુમીયેં, પ્રગટે શુદ્ધ સ્વભાવ. ૧૮
સુરલોકે સુરસુંદરી, મલિ મલિ થોકેં થોક;
તે તીરથેશ્વર પ્રણુમીયેં. ગાવે જેહના શ્લોક. ૧૯
યોગીશ્વર જસ દર્શનેં, ધ્યાન સમાધી લીન;
તે તીરથેશ્વર પ્રણુમીયેં, હુઆ અનુભવ રસ લીન. ૨૦
માનું ગગનેં સૂર્ય શશી, દિયે પ્રદક્ષિણા નિત્ય;

તે તીરથેશ્વર પરણુમીયેં, મહિમા દેખણુ ચિત્ત. ૨૧
સુર અસુર નર કીન્નરા, રહે છે જેની પાસ;
તે તીરથેશ્વર પરણુમીયેં, પામે લીલવિલાસ. ૨૨
મંગલકારી જેહને, મૃતકા હરિભેટ;
તે તીરથેશ્વર પરણુમીયેં, કુમતિ કદા ગ્રહ મેટ. ૨૩
કુમતિ કૌશિક જેહને, દેખી ઝાંખા થાય;
તે તીરથેશ્વર પરણુમીયેં, સવિતસં મહિમા ગાય. ૨૪
સૂરજ કુંઢના નીરથી, આધિ વ્યાધિ પલાય;
તે તીરથેશ્વર પ્રણુમીયેં, જસ મહિમા ન કહાય. ૨૫
સુંદર ટૂક સોહામણી, મેરૂસમ પ્રાસાદ;
તે તીરથેશ્વર પ્રણુમીયેં, દૂર ટલે વિખવાદ. ૨૬
દ્રવ્ય ભાવ વૈરી તણુા, જિહાં આવે હોય શાંત;
તેં તીરથેશ્વર પ્રણુમીયેં, જાયે ભવની ભ્રાંત. ૨૭
જગહિતકારી જિનવરા, આવ્યા એણેં ઠામ;
તે તીરથેશ્વર પ્રણુમીયેં, જસ મહિમા ઉદામ. ૨૮
નદી શેત્રુંજી સ્નાનથી, મિથ્યામલ ધોવાય;
તે તીરથેશ્વર પ્રણુમીયેં, સવિ જનને સુખદાય. ૨૯
આઠ કર્મ જે સિદ્ધગિરે, ન દીયે તીવ્ર વિપાક;
તે તીરથેશ્વર પ્રણુમીયેં, જિહાં નવિ આવે કાક. ૩૦
સિદ્ધશિલા તપનીયમય, રત્નસ્ફાટિક ખાણુ;
તે તીરથેશ્વર પ્રણુમીયેં, પામ્યા કેવલ નાણુ, ૩૧
સોવન રૂપા રત્નની, ઓષધિ જાત અનેક;
તે તીરથેશ્વર પ્રણુમીયેં, ન રહે પાતક એક. ૩૨

સંયમધારી સંયમે, પાવન હોય જિણ ખેત્ર;
તે તીરથેશ્વર પ્રણમીયેં, દેખા નિર્મલ નેત્ર. ૩૩
શ્રાવક જિહાં શુભ દ્રવ્યથી, ઉત્સવ પૂજા સ્નાત્ર;
તે તીરથેશ્વર પ્રણમીયેં, પોષે પાત્ર સુપાત્ર. ૩૪
સહામિવત્સલ પુણ્ય જિહાં, અનંતગુણું કહેવાય;
તે તીરથેશ્વર પ્રણમીયેં, સોવન ફુલ વધાય. ૩૫
સુંદર જાત્રા જેહની, દેખી હરખે ચિત્ત;
તે તીરથેશ્વર પ્રણમીયેં, ત્રીભુવનમાંહે વિદિત્ત. ૩૬
પાલીતાણું પુર ભલું, વાસરરે સુંદરપાલ;
તે તીરથેશ્વર પ્રણમીયેં જાયે સકલ જંજાલ. ૩૭
મનમોહન પાગે ચઢે, પગ પગ કર્મ ખપાય;
તે તીરથેશ્વર પરણમીયેં, ગુણ ગુણિભાવ લખાય. ૩૮
જેણે ગિરિ રૂંખ સોહામણા, કુંડે નિર્મલ નીર;
તે તીરથેશ્વર પરણમીયેં ઊતારે ભવ તીર. ૩૯
મુક્તિમંદીર સોપાન સમ, સુંદર ગિરિવર પાજ;
તે તીરથેશ્વર પરણમીયેં, લહિંએ શિવપુર રાજ. ૪૦
કર્મ કોટિ અબ વિકટ ભટ, દેખી ધ્રુજે અંગ;
તે તીરથેશ્વર પરણમીયેં, દિન દિન ચઢતે રંગ. ૪૧
ગૌરી ગિરિવર ઉપરે, ગાવે જિનવર ગીત;
તે તીરથેશ્વર પ્રણમીયેં સુખે શાસનરીત. ૪૨
કવડ યક્ષ રખવાલ જસ, અહોનિશ રહે હજુર;
તે તીરથેશ્વર પ્રણમીયેં, અસુરાં રાખે દુર. ૪૩
ચિત્ત ચાતુરી ચક્કેસરી, વિઘ્ન વિનાસણહાર;

તે તીરથેસ્વર પરણમીયેં, સંઘ તણી કરે સાર. ૪૪
સુરવરમાં મઘવા યથા, ગ્રહગણમાં જિમ ચંદ;
તે તીરથેસ્વર પરણમીયેં, તિમ સવિ તીરથ ઇંદ. ૪૫
દીઠે દુર્ગતિ વારણો, સમર્યા સારે કાજ;
તે તીરથેસ્વર પરણમીયેં, સવિ તીરથ શીરતાજ. ૪૬
પુંડરીક પંચ કોડીશું, પામ્યા કેવલ નાણ;
તે તીરથેસ્વર પરણમીયેં, કર્મ તણી હોય હાણ. ૪૭
મુનિવર કોડી દશ સહિત, દ્રવિડ અને વારિખિલ્લ;
તે તીરથેસ્વર પરણમીયેં; ચઢિયા શિવ નિશ્રેણ. ૪૮
નમિ વિનમિ વિદ્યાધરા, દોય કોડી મુનિ સાથ;
તે તીરથેસ્વર પરણમિયેં, પામ્યા શિવપુરેં આથ. ૪૯
રૂષભવંશીય નરપતિ ઘણા, ઇણે ગિરિ પહોતા મોક્ષ;
તે તીરથેસ્વર પરણમીયેં, ટાલ્યા ઘાતિક દોષ. ૫૦
રામ ભરત બિહું બાંધવા, ત્રણ કોડી મુનિયુત્ત;
તે તીરથેસ્વર પરણમીયેં, ઇણેગિરિ શિવ સંપત્ત, ૫૧
નારદ મુનિવર નિર્મલો, સાધુ એકાણું લાખ;
તે તીરથેસ્વર પરણમીયેં, પ્રવચન પ્રગટ એ ભાંખ. ૫૨
સાંબ પ્રદ્યુમ્ન રૂષિ કહ્યા, સાડી આઠે કોડિ;
તે તીરથેસ્વર પરણમીયેં, પૂર્વંકર્મ વિછોડી. ૫૩
થાવચ્ચાસુત સહજશું, અણુસણ રંગે કીધ;
તે તીરથેસ્વર પરણમીયેં, વેગેં શિવપદ લીધ. ૫૪
શુક પરમાચારજ વલી, એક સહસ અણગાર;
તે તીરથેસ્વર પરણમીયેં, પામ્યા શિવપુર દ્વાર. ૫૫

શેલ સૂરિ મુનિ પાંચશે, સહિત હુઆ શિવનાહ;
તે તીરથેસ્વર પરણુમીયેં, અંગે ધરી ઉત્સાહ. ૫૬
ઇમ બહુ સિદ્ધા ઇણે ગિરેં, કહેતાં નાવે પાર;
તે તીરથેસ્વર પરણુમીયેં, શાસ્ત્રમાંહે અધીકાર. ૫૭
બીજ ઇહાં સમકિત તણું, રોપે આતમ ભોમ;
તે તીરથેસ્વર પરણુમીયેં, ટાલે પાતક સ્તોમ. ૫૮
બ્રહ્મ સ્ત્રી ભરૂણગોહત્યા, પાપેં ભારિત જેહ;
તે તીરથેસ્વર પરણુમીયેં, પહોતા શિવપુર છેહ. ૫૯
જગ જોતાં તીરથ સરવે, એ સવે અવર ન દીઠ;
તે તીરથેસ્વર પરણુમીયેં, તીરથ માંહે ઉક્રિઠ. ૬૦
ધન ધન સોરઠ દેસ જિહાં, તીરથમાંહે સાર;
તે તીરથેસ્વર પરણુમીયેં, જનપદમાં શિરદાર. ૬૧
અહોનિશ આવત ઢુકડા, તે પણ જેહને સંઘ;
તે તીરથેસ્વર પરણુમીયેં, પામ્યા શિવ વધુ રંગ. ૬૨
વિરાધક જિનઆણના, તે પણ હુઆ વિશુદ્ધ;
તે તીરથેસ્વર પરણુમીયેં, પામ્યા નિર્મલ બુદ્ધ. ૬૩
મહામ્લેછ શાસન રિપુ, તે પણ હુઆ ઉપશાંત,
તે તીરથેસ્વર પરણુમીયેં, મહિમાં દેખી અનંત. ૬૪
મંત્ર યોગ અંજન સવે, સિદ્ધ હુવે જિણ ઠામ;
તે તીરથેસ્વર પરણુમીયેં, પાતકહારી નામ. ૬૫
સુમતિ સુધારસ વરસતે, કર્મદાવાનલ સંત;
તે તીરથેસ્વરે પરણુમીયેં, ઉપશામ તસ ઉલ્લસંત. ૬૬
શ્રુતધર નિતુ નિતુ ઉપદિશે, તત્વાત્વ વિચાર;

તે તીરથેશ્વર પ્રણમીયેં; ગ્રહે ગુણયુત શ્રેતાર. ૬૭
પ્રિયમેલક ગુણગણ તણું, કીરતિકમલા સિંધુ;
તે તીરથેશ્વર પ્રણમીયેં, કલિકાલેં જગબંધુ. ૬૮
શ્રી શાંતિ તારણતરણ, જેહની ભક્તિ વિશાલ;
તે તીરથેશ્વર પ્રણમીયેં, દિન દિન મંગલમાલ. ૬૯
શ્વેતધ્વજા જસ લહકતી, ભાંખે ભવિને એમ;
તે તીરથેશ્વર પ્રણમીયેં, ભ્રમણ કરો છો કેમ. ૭૦
સાધક સિદ્ધદશા ભણી, આરાધે એક ચિત્ત;
તે તીરથેશ્વર પ્રણમીયેં, સાધન પરમ પવિત. ૭૧
સંઘપતિ થઈ એહની, જે કરે ભાવે યાત્ર;
તે તીરથેશ્વર પ્રણમીયેં, તસ હોય નિરમલ ગાત્ર. ૭૨
શુદ્ધાતમ ગુણ રમણતા, પ્રગટે જેહને સંગ;
તે તીરથેશ્વર પ્રણમીયેં, જેહનો જસ અભંગ. ૭૩
રાયણવૃક્ષ સોહામણો, જિહાં જિનેશ્વર પાય,
તે તીરથેશ્વર પ્રણમીયેં, સેવે સુરનરરાય. ૭૪
પગલાં પૂજી રૂષભનાં, ઉપશમ જેહને ચંગ;
તે તીરથેશ્વર પરણમીયેં, સમતા પાવન અંગ. ૭૫
વિદ્યાધરજ મલે બહુ, વિચરે ગિરિવર શ્રૃંગ;
તે તીરથેશ્વર પ્રણમીયેં, ચડતે નવરસ રંગ. ૭૬
માલતી મોઘર કેતકી, પરિમલ મોહે ભૃંગ;
તે તીરથેશ્વર પ્રણમીયેં, પૂજો ભવિ એકંગ. ૭૭
અજિત જિનેસર જિહાં રહ્યા, ચોમાસું ગુણગેહ;
તે તીરથેશ્વર પરણમીયેં, આણી અવિહડ નેહ. ૭૮

શાંતિ જિનેસર શોલમા, શોલ કષાય કરિ અંત;
તે તીરથેશ્વર પરણમીયેં, ચતુંર માસ રહંત. ૭૯
નેમિ વિના જિનવર સવે, આવ્યાછે જિણ ઠામ;
તે તીરથેશ્વર પરણમીયેં, શુદ્ધ કરે પરિણામ. ૮૦
નમિ નેમ જિન અંતરે; અજિત શાંતિસ્તવ કીધ;
તે તીરથેશ્વર પરણમીયેં, નંદિષેણ પ્રસિદ્ધ. ૮૧
ગણધર મુનિ ઉવઘાય નિમ, લાભ લહ્યા કેઇ લાખ;
તે તીરથેશ્વર પરણમીયેં, જ્ઞાનઅમૃત રસ ચાખ. ૮૨
નિત્ય ઘંટા ટંકારવે, રણઝણે જલરી નાદ;
તે તીરથેશ્વર પરણમીયેં, દુદુભિ માદલ વાદ. ૮૩
જેણું ગિરેં ભરત નરેશ્વરેં, કીધો પ્રથમ ઉદ્ધાર;
તે તીરથેશ્વર પરણમીયેં, મણિમય મૂરતિ સાર. ૮૪
ચૌમુખ ચઉગતિ દુઃખ હરે, સોવનમય સુવિહાર;
તે તીરથેશ્વર પરણમીયેં, અક્ષય સુખ દાતાર. ૮૫
ઈત્યાદિક મહોટા કહ્યા, શોલ ઉદ્ધાર સહાર;
તે તીરથેશ્વર પરણમીયેં, લઘુ અસંખ્ય વિચાર. ૮૬
દ્રવ્યભાવ વૈરી તણો, જેહથી થાયે અંત;
તે તીરથેશ્વર પરણમીયેં; શતરૂંજ્ય સમરંત ૮૭
પુંડરિક ગણધર હુઆ. પ્રથમ સિદ્ધ ઇણે ઠામ;
તે તીરથેશ્વર પરણમીયેં, પુંડરિક ગિરિ નામ. ૮૮
કાંકરે કાંકરે ઇણે ગિરિ, સિદ્ધ હુઆ સુપવિત્ત;
તે તીરથેશ્વર પરણમીયેં, સિદ્ધખેત્ર સમચિત. ૮૯
મલ દ્રવ્યભાવ વિશેષથી, જેહથી જાયે દુર;

તે તીરથેસ્વર પરણમીયેં, વિમલાચલ સુખપૂર. ૫૦
સુરવરા બહુ જે ગિરેં; નિવસે નિરમલ ઠાણ;
તે તીરથેસ્વર પરણમીયેં, સુરગિરિ નામ પ્રમાણ. ૫૧
પરવત સહુમાંહે વડો મહાગિરિ તેણે કહંત;
તે તીરથેસ્વર પરણમીયેં, દરશન લહે પુણ્યવંત. ૫૨
પુણ્ય અનરગલ જેહથી, થાયે પાપ વિનાશ;
તે તીરથેસ્વર પરણમીયેં, નામ ભલું પુણ્યરાશ. ૫૩
લક્ષ્મીદેવી જે ભણ્યે, કુંડે કમલ નિવાસ;
તે તીરથેસ્વર પરણમીયેં, પદ્મનામ સુવાસ; ૫૪
સવિ ગિરિમાં સુરપતિ સમો, પાતક પંક વિલાત;
તે તીરથેસ્વર પરણમીયેં, પરવત ઈંદ્ર વિખ્યાત. ૫૫
ત્રિભુવનમાં તીરથ સવે, તેમાં મહોટો એહ;
તે તીરથેસ્વર પરણમીયેં, મહાતીરથ જસ રેહ. ૫૬
આદિ અંત નહિં જેહની, કોઇ કાલેં ન વિલાય;
તે તીરથેસ્વર પરણમીયેં, શાશ્વતાગરિ કહેવાય. ૫૭
ભદ્ર ભલા જે ગિરિવરે, આવ્યા હોય અપાર;
તે તીરથેસ્વર પરણમીયેં, નામ સુભદ્ર સંભાર. ૫૮
વીરય વધે શુભ સાધુને પામી તીરથ ભકિત;
તે તીરથેસ્વર પરણમીયેં, નામે જે દ્દઢ શક્તિ. ૫૯
શિવગતિ સાધે જે ગિરે, તે માટે અભિધાન;
તે તીરથેસ્વર પરણમીયેં, મુકિતનિલય ગુણખાણ. ૧૦૦
ચંદ સૂરજ સમકિત ધરી, સેવ કરે શુભ ચિત્ત;
તે તીરથેસ્વર પરણમીયેં, પુંતપ્દ્દદ વિદિત. ૧૦૦

ભિન્ન રહે ભવ જલ થકી, જે ગિરિ લહે નિવાસ,
તે તીરથેસ્વર પરણુમીયેં, મહાપદમ સુવિલાસ. ૧૦૧
ભૂમિ ધરીજેં ગિરિવરેં, ઉદધિ ન લોપે લીહ;
તે તીરથેસ્વર પરણુમીયેં, પ્રથિવીપીઠ અનીહ. ૧૦૨
મંગલ સવિ મલવા તણું, પીઠ એહ અભિરામ.
તે તીરથેસ્વર પરણુમીયેં, ભદ્રપીઠ જસ નામ. ૧૦૪
મૂલજંસ પાતાલમેં, રત્નમય મનોહાર;
તે તીરથેસ્વર પરણુમીયેં, પાતાલ મૂલ વિચાર. ૧૦૫
કરમક્ષય હોયે જિહાં, હોય સિદ્ધ સુખકેલ;
તે તીરથેસ્વર પરણુમીયેં, અકરમ કરે મન મેલ. ૧૦૬
કામિત સવિ પૂરણુ હોયે, જેહનું દરિસણુ પામ;
તે તીરથેસ્વર પરણુમીયેં, સરવકામ મન ઠામ. ૧૦૭
ઈત્યાદિક એકવીશ ભલાં, નિરૂપમ નામ ઉદાર;
જે સમરયાં પાતક હરે, આતમ શકિત અનુહાર, ૧૦૮

**કલશ ઇમ તીર્થ નાયક, સ્તવન લાયક, સંથુણ્યો શ્રી, સિદ્ધિગિરી આઠોતરસય, ગાહ શ્તવનેં, પરેમ ભકતે, મનધરી શ્રી કલ્યાણસાગર, સુરિ શિષ્યેં, શુભ જગીશેં સુખ કરી પુણ્યમહોદય, સકલ મંગલ, વેલિ સુજસેં, જયસિરી. ઇતિ સિદ્ધગિરી શ્તુતિ:— ૧૦૯**

---

## અથ શ્રી સિદ્ધાચલનું ચૈત્યવંદન.

વિમલ કેવલ જ્ઞાન કમલા, કલિત ત્રિભુવન હિતકર;
સુરરાજ સંસ્તુત ચરણ પંકજ, નમો આદિ જિનેશ્વર. ૧
વિમલ ગિરિવર સૃંગ મંડણ, પ્રવર ગુણ ગણ ભૂધર;
શુર અસુર કિન્નર કોડી સેવિત, નમો આદિ જિનેશ્વર, ૨
કરતી નાટક કિન્નરીગણ, ગાય જિન ગુણ મનહર;
નિરજરા વલી નમે અહનિશ, નમો આદિ જિનેશ્વર. ૩
પુંડરીક ગણપતિ સિદ્ધિ સાધી, કોડિ પણ મુનિ મનહર;
શ્રી વિમલ ગિરિવર સૃંગ સિદ્ધા, નમો આદિ જિનેશ્વર. ૪
નિજ સાધ્ય સાધન સુર મુનિવર, કોડિનંત એ ગિરિવર;
મુક્તિ રમણી વરયા રંગે નમો આદિ જિનેશ્વર. ૫
પાતાલ નર સુરલોક માંહિ, વિમલ ગિરિવર તો પર;
નહીં અધિક તીરથ તીરથપતિ કહે, નમો આદિ જિનેશ્વર. ૬
ઈમ વિમલ ગિરિવર શિખર મંડણ દુઃખ વિહંડણ ધ્યાઇએ;
નિજ શુદ્ધ સત્તા સાધનારથ, પરમ જ્યોતિને પાઇએ. ૭
જિત મોહ કોહ વિછોહ નિદ્રા. પરમ પદસ્થિત જયકર;
ગિરિરાજ સેવા કરણ તતપર, પદમવિજય સુહિતકર નનો૦ ૮

---

## શ્રી પુંડરગિરિ મહિમાનું સ્તવન.

વીરજી આવ્યારે વિમળાચળકે મેદાન, સુરપતિ પાયારે, સમોવસરણ કે મંડાણ, દેશના દેવે વીરજી સ્યામ, શેત્રુંજા મહિમા વરણાવે તમામ, ભાખ્યું આઠ ઉપર સોનામ. તેહમાં ભાખ્યુંરે, પુંડરગીરી અવિધામ. સોહમ ઈંદારે, તવ પુછે બહુ

માન, કિમ થયું સ્વામીરે, ભાખો તાસ નિદાન. વીર. ૧ પ્રભુજી ભાખે સાંભળ ઇંદ્ર, પ્રથમ તે હુઆ રીસભ જીણંદ, તેના પુત્ર તે ભરત નારિંદ, ભરતના હુઆરે રીષભસેન પુંડરિક, રિષભજી પાસેરે, દેશના સુણીત હકીત, દિક્ષા લીધીરે, ત્રિપદી જ્ઞાન અધિક. વીર. ૨ ગણધર પદવી પામ્યા તામ, દ્વાદશાંગી ગુંથી અભિરામ, વિચરરે મહિયમાં અવિધામ. અનુક્રમે આવ્યારે, શ્રી સિદ્ધાચળ ઠામ, મુનિવર કોડીરે, પંચત પરિણામ, અણુસણ કીધારે, નીજ આતમને ઉદ્દાન. વીર. ૩ ચૈત્રી પુનમ દિવસે એહ, પામ્યા કેવળ જ્ઞાન અછેહ, શિવસુખ વરીઆ અમર આ દેહ, પુરણાનંદીરે, અગુરૂ લઘુ અવગાહ, અજ અવિનાશીરે, નિજપદ ભોગી અબાહ, નિજગુણ કરતારે, પરદુ ગળે નહિં ચાહ. વીર. ૪ તેણે પ્રગટયું પુંડરગીરી નામ, સાંભળ સૌહામ દેવલોક સ્વામ, એહનો મહિમા અધિક ઉદામ, તેણે દિન કીજેરે, તપ જંપ પુજા ને દાન, વ્રત વળી પોસહરે, જે કરે અતિ દાન, ફળ તસ પામેરે, પંચ ક્રોડ ગુણ માન. વીર. ૫ ભગતે ભવ્ય જીવ જે હોય, ભવ પંચમે મુક્તિ લહે સોય, એહમાં બાધક છ નહી કોય, વ્યવહાર કેરીરે, મધ્યમ ફળની એ વાત, ઉત્કૃષ્ટ યોગેરે અંતર મુહુર્ત વિખ્યાત, શિવ સુખ સાધેરે, નિજ આતમને અવદાત વીર. ૬ ચૈત્રી પુનમ દિવસે એહ, પુજા પંચ પ્રકારી વિશેષ, કીજે નહી ઉણુમાં કાંઇ રેહ, એણી પેરે ભાખીરે, જીનવર ઉત્તમ વાણ, સાંભળી બુઝયારે કેઇક ભવિક સુજાણ, એણીપેરે ગાયોરે, પદ્મવિજય સુપરીણામ, વીર પ્રભુ આવ્યારે, વિમળાચળકે મેદાન. વીર. ૭

## શ્રી સિદ્ધાચલનું સ્તવન.

સિદ્ધાચલ ગિરિ ભેટયાંરે, ધન્ય ભાગ્ય હમારાં;
વિમલાચલ ગિરિ ભેટયાંરે, ધન્ય ભાગ્ય હમારાં.
એ ગિરિવરનો મહિમા મોટો, કહેતાં નાવે પાર;
રાયણ રૂખ સમોસરયા સ્વામી, પુરવ નવાણું વાર રે. ધ૦ ૧
મુલ નાયક શ્રી આદિ જિનેશ્વર, ચૌમુંખ પ્રતિમા ચાર;
અષ્ટદ્રવ્યશું પૂજો ભાવે, સમકિત મુલ આધારરે. ધ૦ ૨
ભાવ ભક્તિશું પ્રભુ ગુણ ગાવે, આપણા જનમ સુધારયા;
યાત્રા કરી ભવિજન સુભ ભાવે, નિરય તિર્યંચ ગતી વારયારે. ધ૦ ૩
દુર દેશાંતરથી હું આવ્યો શ્રવણ સુણી ગુણ તારા;
પતિત ઉદ્ધારણ બિદક તુમારૂં, એ તીરથ જગ સારારે ધ૦ ૪
સંવત અઢાર બ્યાશી માસ અષાઢે, વદિ આઠમ ભોમવાર;
પ્રભુજીકે ચરણે પ્રતાપકે સંઘમેં, ખેમા રતન પ્રભુ પ્યારારે. ધ૦ ૫

---

## શ્રી સિદ્ધાચલનું સ્તવન.

મનના મનોરથ સવી ફળ્યાએ, સીધ્યા વંછીત કાજ;
પુજો ગિરિરાજને એ પ્રાયે એ ગિરિ સારવતોએ.
ભવજળ તરવા ઝાજ પુજો ગિરિરાજને એ;
મણિ માણેક મુગતાંફળેએ, રજત કનકનાં ફુલ. પુ૦
કેશર ચંદન ઘશી ઘણા બીજી વસ્તું અમુલ્ય. પુ૦
છઠે અંગે દાખીયોએ, આઠમે અંગે ભાખ. પુ૦
સ્થરાવલી પયને વરણવ્યોએ, એ આગમની સાખ. પુ૦
વિમળ કરે ભવિ લોકને એ, તેણે વિમળાચળ જાણ, પુ૦
શુક રાજાથી વિસ્તર્યો એ, પુંડરિક ગિરી ગુણ ધામ, પુ૦

સુરતરૂ કૃત એમ જાણીએએ, ઉત્તમ એકવીશ નામ. પુ૦
એ ગિરવિરનાં ગુણ ઘણાંએ, નાણીએ નવી કહેવાય. પુ૦
જાણે પણ કહી નવિ શકે એ, મુગદ ઘુડને ન્યાય. પુ૦
ગિરિવર ફરશન નવિ કરયો એ, તે રહયો ગરભાવાસ. પુ૦
નમન દરશન ફરશન કરયો એ, પુરે મનની આશ. પુ૦
આજ મહોદય મેં લહ્યા એ, પામ્યો પ્રમોદ રસાળ. પુ૦
મણી ઉદ્દોત ગિરી શેવતાં એ, ઘેર ઘેર મંગળ માળ. પુ૦

---

પુંડરગીરી મહિમા, આગમમાં પરસિદ્ધ,
વિમળાચળ ભેટી, લહીએ અવીચળ રીદ્ધ.
પંચમ ગતિ પહોંચ્યા, મુનિવર ક્રોડાક્રોડ,
એણે તિરથે આવી, કર્મવિપાતક છોડ.

